# સ્ત્રી ધર્મ

## ભાગ ૧લો.

રચી પ્રસિદ્ધ કરનાર—

ઠાકર કાલીદાસ ચુનીલાલ સિધપુરવાળા,

મુ૦ સિધપુર (ગુજરાત.)

સન ૧૯૦૨. સંવત ૧૯૫૮.

પ્રીન્ટર—મગનલાલ જગજીવનદાસ,

ઠેકાણું—શ્રી 'સરસ્વતી' પ્રેસ. નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ.

પબ્લીશર—કાલીદાસ ચુનીલાલ સિધપુરવાળા,

ઠેકાણું—કાંદાવાડી, પોસ્ટ નં૦ ૪ મુંબઈ.

# ખરૂં પુંન્ય કરવાનો માર્ગ.

સર્વ સદગૃહસ્થો અને મહેરબાનો સિધપુર જેવા ક્ષેત્રમાં અશક્તાશ્રમ ખોલવામાં આવ્યું છે તો મહેરબાનો તેની અંદર કેટલાક અનાથોનું પાલણ થાય છે તો તેની અંદર સર્વે સદગૃહસ્થો બનતી મદદ આપવા કૃપા કરશે. કારણ કે આવા ઉત્તમ ક્ષેત્રની અંદર પૈસા આપ્યાથી કંઇ ખરાબ રસ્તે જતો નથી પરંતુ હજારો અનાથો આપને કેટલીક આશિષ આપશે, માટે ખરો પુન્યનો માર્ગ છે, માટે ફૂલ નહી અને ફૂલની પાંખડી પોતાની બનતી મદદ કરશે અને અશક્તાશ્રમ ખોલવાને માટે મહારાજ શ્રી શર્મા મહારાજે કેટલોક પરીશ્રમ કરી આ એક ઉત્તમ કાર્ય કરેલું છે, તેને માટે પ્રભુ તેમનું સદાને માટે કલ્યાણ કરો.

લી૰

શ્રી ધર્મના કર્તા.

# લેખકના બે બોલ.

આ એક લઘુ પુસ્તક લખવાને માટે મેં કેટલાક પુસ્તકોની મદદ લીધેલી છે માટે તે પુસ્તકોના કર્તાનો અંતઃપુર્વક ઉપકાર માનું છું, કારણકે હું કંઇ કવી નથી લેખક નથી. ઘણા દિવસોથી મારો વિચાર પુસ્તક બહાર પાડવાનો હતો અને તે વિચાર પ્રભુએ પાર પાડેલો છે માટે પુસ્તકની અંદર કંઇ પણ લખવામાં ભુલચુક થઈ હોય તો તેને માટે વાંચકો આ સેવકને ક્ષમા આપશો એવી આશા રાખું છું. આ પુસ્તક બહાર પાડવામાં મારા કદરદાન મીત્રો દેવશંકર ભીખાભાઇ અને પુરશોતમ ખીમજી તથા બીજા સદગ્રહસ્થોએ મને સારી મદદ આપી છે તેમનો હું અંતઃકરણપુર્વક ઉપકાર માનું છું.

લી० કર્ત્તા.

## પ્રસ્તાવના.

આપણા આર્ય દેશમાં કેટલીક બેઅદબી રૂઢીઓ અને કેટલાક કઢંગા ચાલો જોઇ આર્ય મહીલાઓને માટે આ એક પુસ્તક બહાર પાડવાનો હેતુ છે. જો કે આ પુસ્તકોની અંદર આપેલા ઉપદેશોમાં અડધો ભાગ પણ મારી સદ્‌ગુણી બહેનો ગ્રહણ કરશે તો આપણી આર્ય ભુમીમાં કેટલોક સુધારો થશે તે ખાસ ધ્યાનમાં લેવા લાયક છે અને મારો હેતુ આવાં પુસ્તકો લખી આર્ય બહેનોને નકામો વાંચવાનો કંટાલો આપું એવો નથી, અને પુસ્તકો વેચી પૈસા પેદા કરી પેટ ભરવું નથી. પરંતુ આજકાલે કેટલાક દુષ્ટ રીવાજો નજરે પડે છે તેને માટે આ પુસ્તક બહાર પાડવાનો ઘણા દિવસથી મારો હેતુ હતો અને તે દીનબેલી દયાસીંધુ પ્રભુએ આજે સર્વ આર્ય બહેનો અને પ્રજા સમક્ષ પુસ્તક મુકવાનો મારો ઉત્સાહપૂર્વક હેતુ પરિપૂર્ણ કરેલો છે તેથી તેનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે, અને મારી આર્ય બેનો તે ઉપદેશોને અવશ્ય ગ્રહણ કરી આ પુસ્તકને ઉત્તેજન આપશે એવી આશા રાખું છું. અને

હે વાંચક ગૃહસ્થો! આ પુસ્તકમાં કંઇપણ ભુલચુક હોય અને બેઅદબી શબ્દો લખ્યા હોય તેને માટે મહેરબાની કરી મને નીચેના સરનામે લખી જણાવવા કૃપાવંત થશો એવી આશા રાખું છું. કારણ કે હું કંઇ એવો બુદ્ધિશાળી અથવા કવી કે લેખક નથી. ફક્ત મારી અલ્પ બુદ્ધિ વડે અને કેટલાક પુસ્તકોની મદદ વડે આ પુસ્તક બહાર પાડેલું છે, માટે સર્વ વાંચક ગૃહસ્થો ભુલચુક સુધારી વાંચશો એવી આશા છે. આ પુસ્તક દરેક સ્ત્રીને ખાસ ઘરમાં રાખવા લાયક છે અને આપણા લોકોમાં રિવાજ છે કે નકામા વખતમાં ચાર પાંચ સ્ત્રીઓ સાથે બેસી નિંદા અને કલેશનો વધારો કરશે, પરંતુ તેમ નહીં કરતાં ભણેલી સ્ત્રીઓએ અવશ્ય આ પુસ્તક વાંચી સંભળાવવું, અને નકામો વખત નહીં ગુમાવતાં આ પુસ્તક લઇને વાંચશો એવી આશા છે.

સંવત ૧૯૭૨, અખાત્રીજ.

લી૦ ઠાકર કાલીદાસ ચુનીલાલ,
ઠે.—સિદ્ધપુર (ગુજરાત)
હાલ મુકામ—કાંદાવાડી, મુંબઇ,
નંબર. ૪.

—++—

# સ્ત્રી ધર્મ.

## ભાગ ૧ લો.

હે બહેનો, હવે તમને મોહોટામાં મોહોટી, ભારેમાં ભારે સંસાર રૂપી સમુદ્ર તરવાની તથા શિયલવૃત પાળી પોતાનું નામ અમર કરી આલોક અને પરલોક તરવાની શિખામણ આપું છું.

(૧) સ્ત્રી સાસરે ગઇ એટલે તેની બાલ્યાવસ્થા પુરી થઈ, બહેનો આ જુવાન અવસ્થા સાચવવી ઘણી વિકટ છે. દુનિયામાં રહી સારાં ખોટાં કહેવરાવવું તે એક આ અવસ્થાનું પરિણામ છે.

(૨) બહેનો આ અવસ્થાને યૌવનાવસ્થા કહેવામાં આવે છે અને તે લગભગ ૧૫ થી ૩૭ વરસ રહે છે. આ અવસ્થામાં સ્ત્રીઓના દરેક લક્ષણો, શરીરનો ચહેરો, મનના હાવભાવ અને ચાલચલગત બદલાઈ જાય છે. અને પહેલાં કરતાં શરીરનું રૂપ વધી જઇ અને સુંદર બને છે, માટે હે બહેનો આ અવસ્થા સાચવવી બહુજ કઠણ છે.

(૩) હે બહેનો, આ અવસ્થામાં સ્ત્રી જાતીને

સોભાવવા અને સદગુણોને દુર હડસેલી કુરસ્તે ચલાવવા અને કલંક લગાડવા ઘણા બદમાસો અને ધુતારીઓ પંછવાડે તાંકી રહે છે પરંતુ આ સંકટ સાંચવી કોઇ પણ સ્ત્રી ફંદામાં ન પડતાં તેવા બદમાસોથી ચેતીને ચાલે અને પોતાના શિયલનું રક્ષંણ કરે છે તેજ સતી સ્ત્રીને આ લોક અને પરલોકમાં ધન્યવાદ ઘટે છે.

(૪) હે બહેનો સ્ત્રી પોતે રૂપવાન હોય, નવયૌવન સંપન્ન હોય, ઘણી ચતુર હોય તથા પંડીતા હોય, પરંતુ પુરૂષ પોતાથી કંઇ વિલક્ષણ હોય અને ગુણોએ અપૂર્ણ હોય તોપણ પોતાના પૂર્વ કૃત્યના ફળરૂપ ભોગવવાને સ્ત્રી બંધાએલી છે.

(૫) હે બહેનો, માત પિતાએ શાસ્ત્રોક્ત બ્રાહ્મણ વિવાહની રીતિએ જે પતિના હાથમાં કન્યાદાન કરીને હસ્ત અર્પણ કર્યો તેનેજ ઈશ્વર રૂપ જાણવો અને તેનીજ સેવામાં ઈષ્ટબુદ્ધિ વડે તન, મન અને મધુર વાણીથી મંડયા રહેવું જોઇએ.

(૬) હે બહેનો શાસ્ત્રમાં કહ્યું છે કે—

पति प्रियहिते युक्ता स्वाचारा संयतेन्द्रिया ।
इह कीर्ति मवाप्नोति प्रेत्य चानुत्तमं सुखम् ॥

અર્થ—પતિનું પ્રિય કરવામાં, તેના હિતમાં તત્પર રહેનારી ઉત્તમ આચરણ અને જીતેન્દ્રિય એવી સ્ત્રી આ લોકમાં કીર્તિ મેળવી પરલોકમાં અનુપમ સુખ મેળવે છે.

(૭) હે બહેનો, સ્ત્રી પતિની આજ્ઞા ઉઠાવનાર દાસી છે. પતિનું મન પ્રફુલ્લિત રાખવા વર્તન ચલાવવું એજ આર્ય કુલ ભુષણ મહિલાઓનું કર્તવ્ય છે.

(૮) હે બહેનો, સ્ત્રી પરણ્યા પછી વળી ઘરરૂપી રાજ્યની પ્રધાન બને છે માટે તે વખતે બાલપણાની જે કાંઈ ખોટી ટેવો હોય તે મુકી દેવી અને દરેક ઘરની વ્યવસ્થા, સ્વચ્છતા, સુઘડતા વિગેરે રાખવાનું તેમ દરેક સુખના સાધનો એકઠાં કરવાનું કામ સ્ત્રીનું છે. પુરૂષનું કામ સુખના સાધનો પુરા પાડવાનું છે અને ઘરમાં દેખરેખ રાખવી, ખરચખુટણનો હીસાબ રાખવો તે કામ સ્ત્રીઓનુંજ છે.

(૯) હે બહેનો, સ્ત્રી સ્વામીના નામથીજ ઓળખાય છે. અને જયાંસુધી પોતે સ્વામીની માનીતી થઈ નથી ત્યાં સુધી તેની જીંદગી પણ વૃથા છે. પતિની સ્થિતિ તેજ તમારી સમજવી. પિતા રાજ્યાધિકારી હોય, પરંતુ પુત્રી તેમા પદની અધિકારી થતી નથી. અને પતિની પદ્વીનીજ

તે ભોકતા થાય છે માટે સ્વામીનું માન મેળવવું તેજ જીવનનું સાફલ્ય છે.

(૧૦) હે બહેનો આ સંસારમાં ઘણી સ્ત્રીઓ કેટલીક ધુતારીઓની શિખામણથી પોતાનો ધણી વશ નહી રહેવાથી તેને વશ કરવાને ધંતર મંતર કરવાને ધુતારાને ઘેર જાય છે અને ત્યાં તે જે માગે છે તે ઘરમાંથી ચોરી લાવી તેને આપે છે. એટલે તે કંઈ બનાવટી દોરો ધાગો કરી આપે છે તે લાવી કેટલીક ભોળી સ્ત્રીઓ તેનો અજમાયસ કરે છે. પરંતુ હે બહેનો તેવું ખોટું કર્તવ્ય કરવાથી કેટલીક સ્ત્રીઓ પોતાના ધણીને ખોઇ બેસે છે, માટે સદ્‌ગુણી સ્ત્રીઓએ કદીપણ તેવા મારગે જવું નહી, અને તે ફકત આ ભોળી દુનિયાને ભમાવી કમાઇ ખાવાના ખોટાં ધુતારાઓના ડોળ છે, માટે તેમ કરવાથી બહેનો સ્વામી વશ થશે નહીં અને નાહક કરેલા કર્તવ્યનો પસ્તાવો કરવો પડશે.

(૧૧) હે બહેનો પતિના કહેવા મુજબ ચાલવું અને તેની સાથે ઉંચે સ્વરે કદીપણ બોલવું નહી. નઠારી સંગત કરવી નહી ક્રોધ અહંકાર અને દુર્ગુણો તજી દેવા પરપુરૂષને ભાઇ બાપ સમાન ગણવો અને હમેશાં પોતાના

પતિનાજ ઉપર ભાવ રાખી તેની સેવા કરવી. એજ પતિને વશ કરવાનો સહેલો ઉપાય છે. તે શિવાય ઉતમ એક પણ ઉપાય તમને મળવો બહુજ કઠણ છે.

(૧૨) હે બહેનો, સાસરે આવ્યા પછી સ્ત્રીએ બોલવા ચાલવામાં છેક ઉછાંછળાંપણે પ્રથમ વર્તતાં તેમ ન ચાલતાં, મર્યાદા ગ્રહણ કરવી, અથવા ઘરની બહાર મલાજાથી વર્તવું. હસવાની ટેવ રાખવી નહી, પરપુરૂષના સામા કદીપણ જોવું નહીં અને પતિ શિવાય દરેક પુરૂષો ભાઈ બાપ સમાન ગણવા. પતિ એજ મિત્ર, તન, મન અને ધન, સમજવો અને તેના ઉપરજ પ્રીતી રાખવી તેની આજ્ઞાનું ઉલંઘન કદી કરવું નહી, કારણ સ્ત્રીઓનો ખરો ધર્મ પતિની સેવા કરવી અને તેની આજ્ઞામાં રહેવું એજ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—

स्त्री भिर्भ र्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियः ।

અર્થ—સ્ત્રીઓએ પોતાના સ્વામીનું વચન હમેશાં પાળવું એ સ્ત્રીઓનો પરમ ધર્મ ગણાય છે.

(૧૩) હે બહેનો, સ્ત્રીને સ્વામી એજં ગુપ્ત ધન છે. તેનાથીજં સર્વ રાજ વૈભવ ભોગવી શકાય છે, તેના વડેજ તેનું સૌભાગ્ય અખંડ રહે છે. તેનાથી તેને પુત્રરત્નની

પ્રાપ્તિ થાય છે અને તેનાથીજ આં લોકમાં સુખ અને પરલોકમાં પરમ સદગતિ થાય છે.

पतिव्रता पतिप्राणा सानारी धर्म भागिनीः ।
शूश्रूषां परिचर्याच करोत्य विमनाः सदा ॥

અર્થ—જે સ્ત્રી પતિવ્રતા ને પતિપ્રાણા છે અને જે હમેશાં બહુ આનંદથી પતિની સેવા ચાકરી કરે છે તેજ ધર્મભાગીની છે.

(૧૪) હે બહેનો, આ સંસારમાં સ્ત્રીને પતિ એજ ગુરૂ જેવો સન્માર્ગ બતાવનાર, પિતા જેવો હીત કરનાર, માતા જેવો મમતા રાખનાર, વિશ્વાસ લાયક અને પ્રાણ સરખો પ્રિય છે એવા પતિની સ્ત્રીએ નિરંતર તેની સેવા કરવી અને તેને અપમાન કે તિરસ્કાર કદી કરવો નહીં વળી કહ્યું છે કે—

कलहो न विघातव्यः कलियोग्ये प्रियेस्त्रिया ।
भर्त्सिता निंदा तात्यंर्थं ताडितापि पतिव्रता ॥

અર્થ—સ્વામી કજીઆખોર હોય, તિરસ્કાર કરે, નિંદા કરે, અત્યંત માર મારે, તોપણ પતિવૃતા સ્ત્રીએ કદી કલેશ કરવો નહીં.

(૧૫) હે બહેનો, પોતાના પતિને હમેશાં નિયમસર ભાવતી રસમય રસોઈ કરી જમાડવી. તેના વસ્ત્રો હોય તે એવી રીતે ગોઠવી રાખવાં કે તેને જોઇએ ત્યારે શોધવાં પડે નહીં. તેની સાથે કોઇ દિવસ વાદવિવાદ કરવો નહીં.

(૧૬) હે બહેનો, સાધ્વી સ્ત્રીએ કદી પણ પતિના આગળ ખોટું બોલવું નહીં અથવા કાંઇ કામ સારૂં કરવા જતાં બગડયું હોય તો તેનાથી છુપાવવું નહીં પતિથી સ્ત્રીએ કદી વિશ્વાસઘાત કરવો નહીં તેનું મન નારાજ થાય તેવું કામ કદીએ કરવું નહીં તેની અથવા કોઇની પણ સાથે ઉંચે સ્વરે બરાડા પાડી બોલવું નહીં અને સ્ત્રી અથવા પુરૂષની સાથે ગાળાગાળીથી ખરાબ શબ્દો બોલી લડવું નહીં.

(૧૭) હે બહેનો, લોકોમાં નિંદા થાય તેવું ખોટું કામ કદી કરવું નહીં આજુબાજુના દુશ્મનો પતિ પત્નીનો સંપ જોઇ તોડાવવા પ્રપંચ રચે તે વખતે ખરા ખોટાનો વિચાર કરવો પરંતુ કોઇના ચઢાવ્યાં ચઢવું નહીં. તેમ કાચા કાન રાખી ખોટી વાતોપર દોરાઇ જવું નહીં. પતિ બહાર ગામ જવા નીકળે ત્યારે સ્ત્રીએ આંખમાં પાણી લાવવું નહીં.

(૧૮) હે બહેનો સ્ત્રીએ કદી સ્વતંત્રતાથી વર્તવું નહીં. કહ્યું છે કે–

बाल्ये पितुर्वसे तिष्ठत्पाणि ग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते नभजेत्स्त्री स्वतन्त्रताम् ॥

અર્થ—બાલ્યાવસ્થામાં પિતાને વશ રહેવું જુવાનીમાં સ્વામીને વશ રહેવું. સ્વામી ગુજરી જાય તો પુત્રને વશ રહેવું. પરંતુ હે બહેનો સ્ત્રીએ કદી સ્વતંત્રપણે વર્તવું નહીં.

(૧૯) હે બહેનો; સ્ત્રીએ કદી પોતાના મા બાપ ધણી અથવા પુત્રોથી કદાપી જુદા રહેવું નહીં. જ્યારે બધાનો ત્યાગ કરી એકલી રહે છે. ત્યારે જગતમાં તેની કીર્તિ ઘટે છે. અને પિયર તથા સાસરાં એ બન્નેના કુળની નિંદા કરાવે છે.

(૨૦) હે બહેનો, પતિને પ્રીય તે પોતાને પ્રીય અને તેને જે અનુકુળ તેજ તેને થાય છે અને એમ થતાં પોતાના જીવની પણ દરકાર રહેતી નથી એવી રીતે સદાચારણે ચાલનાર સ્ત્રીનો પતિ કદી પણ ખરાબ રસ્તે ચાલતો નથી માટે પોતાનું સૌભાગ્ય ઇચ્છનાર સ્ત્રીઓએ પોતાના પતિ પરજ અખંડ પ્રેમ રાખવો.

(૨૧) હે બહેનો, બીજી સ્ત્રીઓ સાથે કદી પણ બહેનપણાં કરવાં નહીં, કારણકે આપણા પતિવૃતને કોઇક વખત કલંક લાગવાનો સંભવ રહે છે. માટે હે બહેનો પોતાના પતિ સાથેજ મિત્રભાવ રાખવો.

(૨૨) હે બહેનો, જે કંઇ છુપી વાત થઇ હોય કોઇ કાર્ય પતિએ છાનું કર્યું હોય અને તે છુપું રાખવાનું હોય તો તે પોતાની સખીઓ આગળ તથા પાડોસીઓને પાસે જઇ કદી પણ કહેવું નહીં. આપણા લોકોમાં રીવાજ છે કે સ્ત્રીઓ જ્યારે પાણી ભરવા જાય, દેવદર્શને જાય અથવા તો દિશાએ જાય એ સમયે બીજી સાથેની સહચરો જેમ જેમ તેને ખીલાવી પુછે તેમ તેમ પોતે ઘરની દરેક વાતો પણ તે સ્ત્રીઓ આગળ કહી દે છે. તે લક્ષણ કુલટાનાં છે માટે સ્ત્રીએ ઘરની વાતો પારકાને મોઢે કદી કરવી નહીં.

(૨૩) હે બહેનો, સ્ત્રીએ પોતાના શિયળનું રક્ષણ કરતાં, પારકાની કપટ ચર્ચા પારખતાં, સારા નરસાં માણસોને ઓળખતાં, પતિ પરદેશ જાય ત્યારે નીતીને માર્ગે ચાલતાં વખતે નઠારા પુરૂષોનાં ફંદામાં ફસાયા હઈએ તો તેમાંથી છટકતાં, સાસુ, સસરા, દિયેર, જેઠ, નણંદ,

ભોજાઇ, ભાઈ, તથા સગા સબંધીની સાથે વર્તતાં અથવા કોઇ સાથે બોલવાનો અંકુશ રાખતાં, શિયળનું રક્ષણ કરતાં, છુટથી નહીં બોલતાં, પોતાના પતિ સીવાય કોઇના ઉપર ભરૂસો નહીં રાખતાં, કોઇના પણ પાપી ફંદામાં ન ફસાતાં શીખવું જોઇએ.

(૨૪) હે બહેનો, સ્ત્રીઓએ સતીત્વ, લજ્જા, નમ્રતા, મોટું મન, ધર્મ, શિળતા, મર્યાદા, પ્રિતી અને શાંત સ્વભાવ રાખવો, વિવેકથી વર્તવું, પારકાનું ભલું ઈચ્છવું, કોઇની ગુપ્ત વાત બીજા આગળ કહેવી નહીં, કોઇને વિશ્વાસઘાત કરવો નહીં, કોઈની નિંદા, ચાડી કે ઇર્ષા કરવી નહી તેમ કદી કપટ રાખવું નહીં. કોઇની સાથે વેર રાખવું નહીં, નકામું લડવું નહી, બહાર પતિની આજ્ઞા સિવાય જવું નહીં, અને ઉપવાસ વૃત પતીની મરજી વિરૂદ્ધ કરવાં નહીં, નાભિ દેખાય તેમ વસ્ત્ર પહેરવું નહીં, લટકતી ચાલે ચાલવું નહી, ઉઘાડા ફરવું નહીં, એક વસ્ત્ર પહેરી ફરવું નહીં. ચોળી વિના રહેવું નહીં, પગની પાની સુધી વસ્ત્ર પહેરવું, અંગ દેખાય તેવાં વસ્ત્રો કદી પણ પહેરવાં નહીં, એ ચતુર અને સતી સ્ત્રીનોજ ધર્મ છે.

(૨૫) હે બહેનો, સુંદર વસ્ત્રો પહેરવાથી કાંઇ

રૂપાળાં દેખાતાં નથી પરંતુ શરીરની સુઘડતા અને માથાના વાળ ઓળી સાફ રાખવા. કોઇ દિવસ અહંકાર રાખવો નહીં, કોઇએ આપણી નિંદા કરી હોય તો તેના ઉપર ગુસ્સો રાખવો નહીં. હે બહેનો રસ્તામાં પરપુરૂષ અથવા બીજા કોઈની સાથે ઉભા રહી વાતો કરવી નહીં.

(૨૬) હે બહેનો, કોઈ દુરાચારણી સ્ત્રીઓ ન બોલવાના શબ્દો બોલે તો તેવાજ શબ્દોનો તેને જવાબ આપવો નહીં. હમેશાં જુઠું બોલી પ્રભુના ગુન્હેગાર થવું નહીં પરંતુ સત્ય બોલવાથી ગુન્હો માફ થાય છે.

(૨૭) હે બહેનો, આપણા ઘેર કોઇ સ્ત્રી અથવા પુરૂષ મળવા આવે તો તેને માન આપી બેસવાને માટે આસન આપવું અને તેનાથી આપણે દુર જઇ બેસવું. તેના સામા ધારી ધારીને જોવું નહીં. પુરૂષ સાથે કદી પણ ઠઠ્ઠા મશ્કરી કરવી નહીં. અને હસવું નહીં અને પુરૂષ વખતે કાંઈ તેવું કરવા જાય તો ત્યાંથી ઉઠી તરત ચાલ્યા જવું.

(૨૮) હે બહેનો, પતિની ગેરહાજરીમાં કોઇપણ માણસનો વિશ્વાસ ન લાવતાં તેને ઘરમાં ઘાલવું નહીં, કારણકે તેવીજ તકનો લાભ લઈ સતિ સિતાજીને રાવણ

ફરિ ગયો હતો. આપણો સ્વદેશી રિવાજ અને પોષાક કદી તજવો નહીં.

(૨૯) હે બહેનો, બે માણસ વાત કરતાં હોય ત્યાં જવું નહીં તેમ તેની વાત છુપાઇને સાંભળવી નહીં. રસ્તાંમાં ચાલતાં ચાલતાં આડા અવળાં નેણ ફેંકવા નહીં. સોડીયું વાળી જરા આધુ ઓઢી નીચી નજરે, પોતાને રસ્તે સીધાં ચાલ્યા જવું. ખુણો ખાંચરો હોય તેવા રસ્તે કદી એકલાં જવું નહીં.

(૩૦) હે બહેનો, આજકાલના રિવાજમાં પોલકાં અને જુદી જુદી ટુંકી બાંયોની ચોળીઓનો ચાલ બહુ નિંદિત અને આપણા લોકોને નહીં છાજતો છે. તમારા મનમાં એમ આવશે કે તમે રૂપાળાં દેખાવ છો પણ તે તમારી ભુલ છે. અને એથી તમો મોરનાં પીચ્છાં ખોશી મોર બનેલાં કાક પક્ષીરૂપ માલમ પડો છો અને તમો બહુરૂપી જેવા દેખાઓ છો. એવું પહેરવાથી અને એવી ફેસનથી સુધારો થતો નથી પરંતુ તે તો અંધારામાં દોરી જનાર કુધારો છે.

(૩૧) હે બહેનો, આજકાલની સ્ત્રીઓ સુધરેલી ગણાતાં જતોના મેલાવડાઓમાં તો જ્યાં ત્યાં

આર્ય મહિલાઓ વિદેશી સ્ત્રીઓની માફક પરપુરૂષો સાથે છુટથી વાતો કરતી હાથ મીલાવતી માલુમ પડે છે. વળી બુટ મોજાં અને પોલકાં પહેરી અડધે માથે સાડી ઓઢી માથાના વાળ આગળ ગુચ્છા જેવા રાખી હાથમાં રૂમાલ, છત્રી અને નાકે ચસમા સુધ્ધાં ચઢાવી ભભકાબંધ પહેરવેશમાં સજ થએલી માલમ પડે છે. હે બહેનો, આ એક સુધારો નહીં પરંતુ કુધારોજ જાણવો અને તેથી સુધરેલાં નહીં પણ દેશમાં દાખલ થતી વિદેશી ચીજોને ઉતેજન આપી અને સ્વદેશીને દુર ફેંકી દેવરાવનાર આર્યહિત શત્રુ છે એમ કહીએ તો ચાલે કહ્યું છે કે

દોહરો.

પ્રસર્યો સુધારો દેશ કે આ કુધારો થાય છે.
આર્ય શિશુ નીજધર્મ તજીને વિદેશીને ચ્હાય છે.

(૩૨) હે બહેનો, નદી, સરોવર કે કુવા ઉપર અથવા જે ઠેકાણે પુરૂષોનો વિશેષ અવર જવર હોય ત્યાં, અંગ ઉઘાડું રાખી કદી ધોવું કે સ્નાન કરવું નહીં. એવી જંગાએ કેટલીક સ્ત્રીઓ ઉઘાડાં શરિર મુકી અને કેટલીક સ્ત્રીઓ ચણીયા અને કાંચળી, અને કેટલીક તો સાવ બેમર્યાદ રીતે એક ફક્ત ચણીયોજ પહેરી ધોવા અને સ્નાન

કરવા મંડે છે. એ એક બહુજ અનીતી ભરેલું છે. આવા જાહેર ઠેકાણે કોઇ દિવસ ધોવા જવું પડે તો ઉપરની બે મર્યાદ રીતે કદી બેસવું નહીં અને આવે ઠેકાણે તો કુલીન સ્ત્રીઓએ કદી પણ સ્નાન કરવું નહીં

(૩૩) હે બહેનો, રસ્તામાં થતા તમાશા જોવા અઢારે વર્ણ એકઠી થાય છે માટે સદગુણી સ્ત્રીઓએ તેવા ઠેકાણે ઉભું રહેવું નહીં અથવા ત્યાં આપણા ઘરની બારી પડતી હોય તોપણ ત્યાં ઊભા રહી કોઇ દિવસ તે તમાશો જોવો નહીં.

(૩૪) હે બહેનો સ્ત્રીઓએ જાહેર મેલાવડામાં તથા પારકા મોહલ્લામાં ગરબા ગાવા જવું નહીં. સ્ત્રી જાતીએ અંતઃકરણ શુદ્ધ રાખી દરેકપર ક્ષમા દ્રષ્ટી રાખવી કેમકે સંતોષી સદાય સુખી.

(૩૫) હે બહેનો,. કોઈપણ અજાણી જગામાં, બજારમાં, પરઘેર પરપુરૂષ સાથે એકલા જવું નહીં અને ખાસ જરૂર હોય તો પોતાના સગા કે વિશ્વાસુ માણસને સાથે લઇને જવું, પરંતુ જરૂરી કામ શિવાય કોઈ દિવસ અથવા રાત્રિને વખતે સ્ત્રી જાતીએ કયાંઇ પણ. એકલાં જવું નહીં.

(૩૬) હે બહેનો, સ્ત્રીઓએ કોઇ દિવસ ક્રોધ, ઈર્ષા, દ્વેશ, અહંકાર કદી પણ રાખવો નહીં. કારણકે મનુષ્યને તે એક કટ્ટા દુશ્મન બરાબર છે, અને એક વખત આપણામાં પ્રવેશ કરશે તો પછી નીકળવાને મહામુશ્કેલ પડે છે અને તેનું ફળ છેવટે વિનાશનું પ્રાપ્ત થાય છે.

(૩૭) હે બહેનો, આ સંસારમાં સર્વને માન અને મોટાઇ પૈસાથી પ્રાપ્ત થાય છે માટે સ્ત્રીઓએ ઘરખરચમાં પૈસાનો ઓછો ખરચ થાય એમ કરકસર કરવી એ તેની મુખ્ય ફરજ છે.

(૩૮) હે બહેનો આડોશી પાડોશી અથવા સગા સંબંધી પાસેથી કદી પણ ઘણી જરૂરીયાત સિવાય ઊછીનું લેવાની ટેવ પાડવી નહીં. તેમ પતિથી છાનું તો કોઇ દિવસ કોઇની પાસેથી ઉછીનું લેવુંજ નહીં સુકો પાકો મઠ બાજરીનો રોટલો મલે તેનાથી સંતોષ માનવો પરંતુ કરજરૂપી દુશ્મનનો કદી પણ સંગ કરવો નહીં. હે બહેનો, હંમેશાં દિવસો સુખમાં જતા નથી, સુખ દુખ સર્વના માથા ઉપર ઝુમે છે માટે તે વખતે ધીરજ રાખી ચાલવું એ એક મહોટાઇનું લક્ષણ છે. દુખને વખતે ધીરજ રાખવી અને તે વખતે સમજુ જનોએ તેનો કસોટી

શોક કરવો નહીં ઈશ્વર ઇચ્છા મુજબ જે થવાનું હોય છે તે થયા કરે છે મનુષ્યે તેમાં હાય વરાળ કરવાથી કાંઇ વળતું નથી પરંતુ તેવા સમયે ધૈર્ય રાખી પોતાનું સતિત્વ જાળવી પ્રભુને દીલમાં યાદ લાવી સંકટ સહન કરવું. અને તે વખતે પતિનો અનાદર નહીં કરતાં તેમાંથી છુટવા પ્રભુની કૃપા માગી યોગ્ય ઉપાય યોજવા એજ માણસનું લક્ષણ છે.

(૩૯) હે બહેનો, સ્ત્રી અને પોરટની ટીકીટ બરાબર છે. એકજ વખત ફક્ત કાલો ડાઘ લાગવાથી તેના જીવનને સદંતર નાશ કરતા છે. માટે બહુજ સાવચેતીથી ચાલવું

(૪૦) હે બહેનો, આપણા દેશમાં દાંત રંગવાનો કઢંગો ચાલ છે અને તે બહુ આજકાલ વધી પડયો છે, પરંતુ તેથી કરીને દાંત દોદળા થઇ જાય છે, ખટાસ વિગેરે ન ખવાતાં વ્હેલા હાલી ઉઠે છે માટે સદગુણી સ્ત્રીઓએ તેવો નુકશાન કરતો ચાલ જલદીથી દુર કરવો જોઈએ.

(૪૧) હે બહેનો, સ્ત્રીઓએ કદી સાંજના સમયે માથું ઓળવું નહીં અને તે વખતે ઘરમાંથી કદી વાસીદુ કહાડવું નહીં.

(૪૨) હે બહેનો, ઘરમાં સાસુ, સસરા, નણંદ, જેઠાણી, જેઠ, દીયર, દેરાણી તથા સગા સંબંધીઓ સાથે સંપ્રથી વર્તવું. કદી પણ દ્રેશ અથવા રાગ કરવો નહીં એજ ઉત્તમ કુળમાં પેદા થયાનું ઉત્તમ કર્તવ્ય છે.

(૪૩) હે બહેનો, આપણા દેશમાં લગ્ન પ્રસંગે અથવા સારાં કામ પ્રસંગે માંગલીક ગીતો ગાવાને બદલે હોળીના વખતમાં પુરૂષોમાં ચાલતી અયોગ્ય રીતિની માફક સ્રીઓને મોઢે નહીં સાંભળી શકાય તેવા ધીક્કારવા લાયક ફટાણાં ગાવાનો ચાલ પડયો છે એ રિવાજ ઘણોજ બેમર્યાદ છે, માટે સારા કુળની સદગુણી સ્રીએ આવા દુષ્ટ રિવાજને છાંયડે પણ ઉભા રહેવું એ મહાપાતક છે.

(૪૪) હે બહેનો, પાડોશી અથવા સગા સબંધીઓના ઘરમાં કદી પણ પુરૂષ હોય ત્યાં એકલાં જવું નહીં અને કદી જરૂરીયાત્ત પડે તો પોતાના પતિ તથા સાસુ સસરાની આજ્ઞા લઇને જવું, પરંતુ એકલાં કદી જવું નહીં.

(૪૫) હે બહેનો, આપણાં લોકોમાં મોટી મોટી સ્રીઓ ગોરી પૂજનના દિવસોમાં ન સાંખી શકાય તેવા ગીતો ગાય છે અને કૂટે છે અને પુરૂષો ઉભા ઉભા સાંભળે ને જુએ એ ચાલ કેટલો દુષ્ટ છે માટે તેવા દુષ્ટ રિવાજોનો

જેમ બને તેમ અટકાવ કરવો એ સદ્દગુણી સ્ત્રીઓનું કર્તવ્ય છે.

(૪૬) હે બહેનો, પતિના ચરણોદકનું પાન કરવાથી સ્ત્રીઓને તીર્થમાં સ્નાન કરવું વળે છે શાસ્ત્રમાં કહ્યું છે કે—

तीर्थ स्नानार्थिनी नारी पति पादोदकं पिबेत् ।
शंकरा दपि विष्णोर्वा पतिरे कोधिकः स्त्रियाः ॥

**અર્થ**—જે સ્ત્રીને તીર્થમાં સ્નાન કરવાની ઈચ્છા થાય તો તેણે પતિના બન્ને ચરણ ધોઇને તે જળ પીવું કારણકે પતિને શંકરના અથવા વિષ્ણુના કરતાં પણ અધિક કહેલો છે.

(૪૭) હે બહેનો, પતિવૃતા સ્ત્રીઓમાં નિચેના છ ગુણો સમાયલા છે.

कार्येषु मंत्री करणेषु दासी, भोज्येषु माता सयनेषु रंभा ।
धर्मानु कूलाक्षमया धरित्री, षड्गुण्य मेतद्धि पतिव्रतानाम् ॥

**અર્થ**—કોઈ કાર્યના વિચાર વખતે મંત્રી તરિકે પતીને મદદ કરે છે ભોજન કરવાની વખતે માતા પેઠે વર્તે છે શયનમાં રંભાની પેઠે વર્તે છે ધર્મના કાર્યમાં અનુકુળ રહે છે અને પતિનો અપરાધ થયાં છતાં પણ પૃથ્વીની પેઠે ક્ષમાને ધારણ કરે છે.

(૪૮) હે બહેનો, એક લેખકે સુધારાના ડોળઘાલુ સુધારૂકો માટે કહ્યું છે કે—

કવીતા.

પ્રસર્યો સુધારો દેશ કે આ કુધારો થાય છે ! !
આર્ય શીશુ નીજધર્મ તજીને વિદેશી ચ્હાય છે—ટેક.

બાળક વયના બાળથી કરતાં બાળલગન,
જોડું કજોડું જોય ના વિપરિત થાયે વીવન;
કન્યા તણો વિક્રય સદા તે પણ કરાય છે–પ્રસર્યો૦ ૧

વિધવા ધર્મ ન સાચવે કરતી નીત વ્યભિચાર,
સધવા નારી સંચરે વશ કરવા ભર્તાર;
લોભી પ્રપંચી ફાવતાં નહિ વારનાર છે–પ્રસર્યો૦ ૨

વેદ ગયો વટલાઇને પુરાણ ખોટાં થાય,
ધર્મ કર્મ નહિ આસ્થા બુટ પહેરીને ખાય;
ચિરૂટ વિના ચાલે નહી વાયુ ભરાય છે–પ્રસર્યો૦ ૩

પાટલુન પહેરવાં ગમે ધોતરપર થઇ છીટ,
અંગરખાં હડતઇ ગયાં કોટ થયા કંપલીટ;
નાકે ચડયા ચશ્માથકી માસ્તર ગણાય છે–પ્રસર્યો૦ ૪

જાતી ભેદ ન રાખતાં વિધવા વિવાહ ન્હાય,
ચાલ હંસની કાગડો શિખતાં નિજ ભુલી જાય;
ધોબી તણા કુત્તા સમી ગતિએ જાય છે—પ્રંસર્યો૦ ૫

માટે હે બહેનો પોતાનો પહેરવેશ કદી પણ તજવો નહીં.

(૪૯) હે બહેનો પોતાનું ઘર છોડી બીજાના ઘરમાં દળવા ખાંડવા પતિની આજ્ઞા શિવાય કદી પણ જવું નહીં.

(૫૦) હે બહેનો આજકાલ વ્હેમની જાળ બહુ પથરાઇ રહી છે દરેક કામોમાં વ્હેમ અને ભુત પ્રેતના વ્હેમો એ તો સ્ત્રીઓમાં ઘણો વધારો કરી દીધો છે માટે તેવા વ્હેમો દુર કરવા જતાં જોગી જતી ભુવા વેરાગીને પૈસા પડાવવાની તક સારી મળે છે અને એ વખતે ધુતારાઓનો કહેવા મુજબ વિશ્વાસ લાવી કેટલીક ભોળી સ્ત્રીઓ દોલત સાથે પોતાનું શિયળ ભંગ કરી કલંકીત થાય છે માટે હે બહેનો સદગુણી સ્ત્રીઓએ આવા ખોટા વ્હેમો ને કદી ગ્રહણ કરવાજ નહીં

(૫૧) હે બહેનો સ્ત્રીઓએ સાસરે જઇ ફઈ કાકા મામા અથવા સગા સબંધીઓના ઘેર કદી પણ પોતાના પતિની આજ્ઞા સીવાય જવું નહી.

(૫૨) હે બહેનો, હજાર પ્રયત્ને પણ પતિવૃત સાચવતાં વ્હેમનો વિનાશ કરતાં સંપ સંપતિ વધારતાં વિગેરે ગુંણો સાસરે જઇ સ્ત્રીઓને ગ્રહણ કરવાથી તે પતિને વ્હાલી થાય છે અને એ પ્રતાપ વડેજ જગત તત્વ, ઈશ્વર તત્વ અને ધર્મ તત્વ વિગેરેનું જ્ઞાન થાય છે માટે પતિને પ્રેમ સહીત મધુર વચનથી બોલાવતાં મન નહી બગાડતાં સારી વાતમાં ચીત લગાડતાં. ઘર શોભી નીકળે અને મનખુશ થાય એવું શણગારતાં પોતાના શિંયળની મગરૂરી રાખતાં પતિના પગ હાથ માથું ચાંપતાં .પતિ રિસાઇ ગયો હોય અથવા પ્રદેશમાં ગયો હોય અને પોતાના ઉપર કાંઇ આફત આવે તો તેથી નહીં અકળાતાં સુખ દુખ સહન કરીને પણ તે આફતમાંથી મુકત થવા. યુક્તિથી પ્રયત્ન કરતાં શિખવું જોઇએ.

(૫૩) હે બહેનો સ્ત્રીને ન્હાવાની જગ્યા સ્વચ્છ અને અજવાળા વાળી મલાજે પાળી શકાય તેવી રાખવી અને

કેટલીક નિર્લજ સ્ત્રીઓ એકાદ ઓથેક ઘરમાં વસ્ત્ર કહાડી નાખી ન્હાવા બેસે છે એવું કુલીન સ્ત્રીએ કદી કરવું નહીં

(૫૪) હે બહેનો આંગણામાં કોઈ દીવસ કચરો એઠવાડ કે એઠું પાણી નાખી કદી ગંદકી કરવી નહી અને સ્ત્રીઓએ વસ્ત્ર પહેરીને સ્નાન કરવું માથાના વાળ અરીઠા અથવા આમળાંથી ચોળીને સાફ રાખવાં ઘરમાંના રાચરચીલાં વીગેરે તમામ ચીજો શોભાયમાન દેખાય તેવી રીતે ગોઠવવાં.

(૫૫) હે બહેનો ગામડામાં સ્ત્રીઓ નહાતી વેળાએ આડો ખાટલો રાખી પહેરવાનું વસ્ત્ર તે ઉપર નાંખી લોટો પાણી શરીર ઉપર રેડી લે છે અને નીતરતે શરીરેજ વસ્ત્ર પહેરે છે પરંતુ તેવું કદી કરવું નહી કારણકે તેમ કરવાથી શરીર ઉપર ખસ દાદર ગુમડાં વીગેરેનો ઉપદ્રવ થાય છે માટે શરીરનો તમામ ભાગ લુછી નાખી પછી ધોએલું વસ્ત્ર બદલતી વખતે ધ્યાન રાખવું બે મર્યાદ માલુમ પડે તેવું કદી વસ્ત્ર બદલવું નહીં.

(૫૬) હે બહેનો આજકાલ સ્ત્રીઓમાં રોગનો ઉપદ્રવ બહુજ વધી પડયો છે અને શરીરમાં જરાએ લોહી નહી અને મોં સફેદ પુણી જેવું દેખાય છે હે બહેનો આવી દશાનું કારણ માત્ર એટલુંજ કે તમોએ પુર્વજોથી પરંપરા ચાલતું આવેલું ખાંડવું; દળવું, પાણી ભરવું; વાસણ માંજવા, લીંપવું, કપડાં ધોવાં વીગેરે ઘરનું કામકાજ તજી દઇ શેઠાણીઓ બની તેવાં કામો ચાકરોથી લેવા શરૂ કર્યું છે માટે હે બહેનો મનની મોટમતા મુકી દઇ અને તનની તંદુરસ્તીને ખાતર તમારા વડીલોની ચાલતી આવેલી એક પંથ દો કાજ થાય તેવી ગૃહકાર્યની ઉત્તમ કુશળતા ભરેલી ઉપરની કસરત તમારે જરૂર કરવી.

(૫૭) હે બહેનો જે સ્ત્રી પોતાનાં પતિના આયુષ્યની વૃદ્ધિ ઇચ્છતી હોય તેણે નીચે શ્લોકોમાં જણાવ્યા મુજબ સૌભાગ્ય સૂચક શણગાર હમેશાં ધારણ કરવો કહ્યું છે કે—

हरिद्रां कुंकुमञ्चैव सिन्दूरं कज्जलं तथा ।
कूर्पासकं च तांबूलं मांगल्या भरणं शुभम् ॥

केश संस्कार कबरी करकर्ण विभूषणम् ।

भर्त्तृरायुष मिच्छन्ती दूर येन्नकाचित् सति ॥

અર્થ—સુવાસેણ સ્ત્રીઓએ હમેશાં કપાલમ કુંમનો ચાંદલો કરવો સેંથામાં સિંદુર તથા હળદર ધ કરવી આંખમાં કાજલ આંજવું સેંથો પાડીને અંબે વાળવો કાંચળી અથવા ચોળી હમેશાં પહેરી રાખવ. ભોજન કર્યા પછી પાન ચાવવું સારા અને સ્વચ્છ વસ્ત્ર અથવા મળી શકે તેવાં મંગળકારક આભૂષણો પહેરવાં.

(૫૮) હે બહેનો પતિવૃતા સ્ત્રીએ કોઈ દીવસ પતિના પહેલાં અથવા તો છાની રીતે જમી લેવું નહી કારણ કે તે સ્ત્રી ઝાડના પોલાણમાં સુનારી કૂર ધુઢણ થાય છે.

(૫૯) હે બહેનો, ગૃહ ઉપરથીજ ગૃહીણીની પરીક્ષા થાય છે અને જે સ્ત્રી ઘરમાં દરેક વસ્તુ સુઘડ અને સ્વચ્છ રાખતી નથી તે ફુવડમાં ગણાય છે કારણકે ફુવડ ભાર્યાના ઘરમાં સાજો માણસ પણ બેસવાથી માંદો પડયા વિના

હમેશને માટે કરકસર કરવી એ સ્ત્રી જાતીનો ન છે માટે સ્ત્રીએ તે ગુણો ગૃહણ કરવા જોઇએ.

(૬૦) હે બહેનો સ્ત્રીઓના ધર્મ વીશે એક ઉત્તમ એ કવિતા પ્રગટ કરી છે તેનું તમોને ભાન કરાવી મારૂં લખાણ બંધ કરવાને માગું છું.

### કવીતા.

રાગ-પુંનમ ચાંદની ખીલી અહીં રે.

સખીઓ નિજ નિજ નિતી ધર્મ સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવૃત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માત પિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભકિતથી નિત ભજીએ ભગવાન—.
એવા ઊત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએરે—ટેક

### સાખી.

નજરેનજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથોહાથ;
હસવું, રમવું, જમવું એકાન્તે નવ બેસવુંરે,
પતિ વિણ પતિના પણ સન મિત્રોની સંગાથ—એવા ઊ૦

નાથ વિના કરવી નહી, વિનોદ ક્રીડા વાત
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત;
સજની ભ્રષ્ટ થવું નહિ સુધરી સદ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજ્ઞાત—એવા ઉ૦

કુષ્ટિ, કદ્રપ કુબડો, નિર્ધન નિર્બળ કાય,
મતિ હિણુ પતિત પતિમળે, એ સતીને સુરરાય;
જોડી પંગ અંગુઠે દ્રષ્ટી આધું ઓઢીયેરે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સંદાય—એવા ઉત્તમ૦

ઉંચે સ્વરે ન ઉચરવું, મૂકીને મરજાદ,
કુલીન બહેને કરવો નહિ, વડીલથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક ચતુરા નવ ચાલીએરે,
શીવસુત દાસની શીખામણ અંતરયાદ—એવા ઉત્તમ૦

હે બહેનો, ઉપરનાં ઉપદેશો જે કહેલા છે તે જરૂર ધ્યાનમાં રાખવા ભલામણ કરૂંછું. કેમકે સ્ત્રીઓને જે જે ધર્મ પાળવાના છે તે કાંઈ ન થઇ શકે એવા કઠણ નથી અથવા તે પાળવામાં કાંઇ છોડી દેવું પડે અથવા કે તપ

તેમ નથી માટે હે મારી વ્હાલી બહેનો ઉપર ખાસ ધ્યાનમાં રાખશો અને તેથી આપણા એ કેટલોક સુધારો થશે તે ખાસ વીચારવા જોગ છે

